# સ્ત્રીજાતિનો ધર્મ

## એક બેટી, બેન, બાયડી, મોહરદારી અને માતા તરીકે.



લખનાર

જરબાનુ મેહેરવાનજી કોઠાવાલા

તે

"અકબરની દરબારમાં ઓલમાઓ," "આગલા જમાનાનો ફિલસુફ," "સુરજ મહાલની શેઠાણી," "નામાંકિત નારીઓ," વગેરેનાં લખનાર.

મુંબઈ.

૧૯૧૨.

આ પુસ્તક ચેરામ પ્રીન્ટીંગ પ્રેસ, કોટ, મુંબઈમાં
સોહરાબ નશરવાનજી બીલીમોરીયા, પ્રીન્ટરે
છાપ્યું છે, અને બાઈ જરબાનુ
મેહેરવાનજી કોહાવાલાએ ગોધરા
(પંચમહાલ્સ) ખાતે
પ્રગટ કર્યું છે.

# Duties of Woman,

AS

**Daughter, Sister, Wife, and Mother,**

BY

*Jerbanu Merwanji Kothawala*
AUTHOR
OF
"Savants in the Court of Akbar,"
"Philosopher of Past Ages,"
"Suraj-Mahalni Shethani,"
"Celebrated Women,"
etc.

---

Bombay.

1912.

---

I have the honour
most respectfully, to dedicate
this humble work

TO

*Her Excellency*

**LADY SYDENHAM CLARKE.**

The Noble Consort

OF

our very popular Governor,

His Excellency

The Hon'ble SIR GEORGE SYDENHAM
CLARKE, G. C. S. I., G. C. M. G.,
G. C. I. E., F. R. S.,

*with Her Excellency's kind permission.*

*Jerbanu Merwanji Kothawala.*

# અર્પણ પત્રીકા.



આપણા માનવંત નામાંકિત

ધી ઑનરેબલ સર જ્યોર્જ સીડનહેમ કલાર્ક

જી.સી.એસ.આઈ., જી.સી.એમ.જી.,

જી.સી.આઈ.ઈ., એફ.આર.એસ.,

મુંબઇના પ્રતાપી ગવરનર સાહેબનાં

અતિ પૂજ્ય બાનુ

**હર એકસલનસી લેડી સીડનહેમ કલાર્ક**

**મી સેવામાં આ મારૂં પુસ્તક એઓની**

**આજ્ઞાથી નમ્રતાપૂર્વક**

**અર્પણ કરૂંછું.**

**જરબાનુ મેહેરવાનજી કોઠાવાલા.**

# પ્રસ્તાવના.



આ પ્રતાપી અંગ્રેજ રાજ્યમાં દયાવાન અંગ્રેજ રાજ્યકર્તાઓએ આ હિંદુસ્થાનની પ્રાચીનકાળમાં મહાજ્ઞાની પણ પછીથી અજ્ઞાનતાના અંધકારમાં આવી પડેલી પ્રજાને જ્ઞાન રૂપીનાં તેજથી અજ્ઞાનતાના અંધકારમાંથી મુક્ત કરી પંડીત વર્ગથી તે એક વૈતરૂં કરી નિર્વાહ કરનારનાં બાળકને પણ જ્ઞાનથી પ્રકાશીત કર્યું છે, ત્યારે હિંદુસ્થાનની પ્રજા હવે પોતાની જુદી જુદી જાતોથી ઉત્પન્ન થતો ભેદભાવ બાજુએ મુકી સર્વે જાતો પોતાને એક ગણી સર્વેને સ્નેહભાવથી નિહાળવાની કોષેશ કરે છે. આવી પરસ્પરની સ્નેહ લાગણીઓ પ્રત્યેક પુરૂષ અને સ્ત્રીના હૃદયમાં સાચા અંતઃકરણથી ઉત્પન્ન થઇ

મજબુતીથી સ્થાપીત થાય એવી ઇચ્છાથી આ નાનું પુસ્તક લખવામાં આવ્યું છે.

વળી લખનાર પોતે સ્ત્રી હોવાથી અને સ્ત્રી વર્ગની સ્થિતિ હજુ કાંઇક અંશે અનેક રીતે દુઃખપ્રદ હોવાથી, અને તેમનાં દુઃખો દૂર કરવા કાંઇ બીજું સાધન લેખકની સત્તામાં નહી હોવાથી આ પુસ્તકમાં કેટલીક સ્ત્રીજાતિને અગત્યની બાબદો લખી તે તેમની સમક્ષ મુકી આ પુસ્તકથી તેમનાં કષ્ટો દૂર કરવા લેખકે પ્રયત્ન કર્યો છે.

આપણાં નામદાર લેડી કલાર્ક જેઓ આપણા દેશના પછાત વર્ગની સ્ત્રીઓની સ્થિતિ સુધારવા માટે ખરાં અંતઃકરણથી કાળજી ધરાવે છે, અને

જેઓ એક ગુણવંત પત્નીના દરેક સદ્‌ગુણ ધરાવે છે, તેઓનાં તે વખાણ પાત્ર ગુણોની પ્રશંસામાં આ પુસ્તક એઓને અર્પણ કરવાને હું ભાગ્યશાળી થઇ છું તે માટે મને ભારે આનંદ ઉપજે છે.

આ નાનકડી ચોપડીમાં લખેલી બાબદો લક્ષમાં લેવાથી અને તે પ્રમાણે વર્તન કરવાથી કાંઇ બેનો પોતાને તેમજ પોતાના કુટુંબ જનોને સુખી કરી શકશે એવું લેખકનું માનવું છે; કારણ જે બાબદોનું વિવેચન કરવામાં આવ્યું છે તેનો જાતિ અનુભવ લેખકને છે, આટલુંજ આ સ્થલે કહેવાનું જરૂરનું ધારૂં છું.

ગોધરા, પંચમહાલ્સ. } જરબાનુ મેહેરબાનજી કોઠાવાલા.

# સ્ત્રીજાતિનો ધર્મ

## એક બેટી, બેન, બોહરદાર
## અને માતા તરીકે.





પરમ દયાળુ પરમેશ્વરની આ સૃષ્ટિ ઉપરની સર્વેથી શ્રેષ્ઠ પેદાયશ તે માનવજાત છે; અને પૃથ્વિની વસતી કાયમ રાખવાના ઇશ્વરી નિયમનું મુખ્ય તત્વ સ્ત્રીજાતિ છે. સ્ત્રી જાત માત્ર ઘર મોહુલા કે દેશ નહિં, પરંતુ તમામ દુનિયાની વસાવનાર છે, અને ત્યારે

જો પરમેશ્વરે નાંજુક સ્ત્રીજાતને સંસારનું બંધારણ ચાલુ રાખનાર દાખલ નીમી, ખોદાઇ નજરમાં તેણીને ઉચ્ચ દરજ્જો આપ્યો છે; તો તેણીને સારી નીતિમાન કેળવણી આપી પરમેશ્વર તરફથી સોંપાએલાં આ મોટાં કામને લાયક કરવા પછાત પડવું જોઇએ નહિ; કારણ કેળવણી અને તે માત્ર નીતિમાન કેળવણીજ એક એવી બળવાન શક્તિ છે કે જે માનવ જાતેને પ્રૌઢતાએ ચઢાવી, ઇશ્વરને વધારે બરાબર પિછાનવાને સામર્થ્યવાન કરે છે.

એક સદ્‌ગુણી, કેળવાયલી, ઘરની કરકસર કરી જાણનારી, મીઠા સ્વભાવની પત્ની, તેના

પતિ માટે એક ખરૂં દ્રવ્ય, અને બાળકો માટે એક સાચા આશીર્વાદ સમાન છે. તેવી પત્નીથી એક કંગાલ ઝુપડીમાં શાન્તતા અને સંતોષનું સુખ રાજ્ય કરશે; જ્યારે શ્રીમંતની હવેલીમાં સ્વર્ગ જેવો આનંદ વ્યાપી રહેશે. સ્ત્રીની સંઘાથમાં તેણીનો ધણી પોતાના આખા દિવસનાં વહિતરાં અને થાક પછી દિલને આરામ આપનારી મિઠાસ ચાખશે. પોતાની જિન્દગીનો કાળો ભયભીત તુફાની વખત, અથવા શરીર રગડીને સખત મેહનત કરવાની પીડાનું દુખ, આ બધું તે થોડીક પળ ભુલી જશે, અને આવી એક સકોમળ નારનાં સુખને

ખાતર, જગતના કાયદા સામે ટક્કર ઝીલી, કાળા દિવસોને દૂર કરી, સારો વખત લાવવા માટે ફરી અને ફરી ખંત પકડી ઉલટ ધરી બહાર પડશે.

આ પ્રમાણે એક ઘરનું સુખ, એક વિવેકી બુદ્ધિશાળી પત્નીને આધારે રહેલું છે, તો ભાઇઓ ! તમારી બેનો, બેટીઓ, અને સ્ત્રીઓને સારી નીતિદર્શક કેળવણી આપવાને ખંત પકડો. તે જમાનો વહી ગયો છે કે જ્યારે સ્ત્રી જાતને ઘરનાં એક ઠોબલાં જેવી કે પુરૂષનું દિલ રાજી રાખનાર એક રમકડાં જેવી ગણવામાં આવતી હતી. તે વખતે કહેવામાં આવતું કે સ્ત્રી-

જાતિની કેળવણી, સારી રસોઇ કરવામાં કે સારી ચોળી સીવી જાણુવામાં સમાપ્ત થતી; પરંતુ હુવેના સમયમા આપણે જોયું છે કે સ્ત્રીજાતને પુરૂષનો સાથી કરવા તેણીને ઘટતાં પ્રમાણુમાં કેળવણી આપવી જરૂરની છે.

સુજ્ઞ વાંચકો! આપણા દેશની પડતી કેમ આવી? માત્ર તેની બેટીઓ, બેનો, મોહરદારો અને માતાઓને સારી નીતિમાન કેળવણીથી અળગી રાખી, તેઓને પુરૂષોએ પોતાથી ઉતરતી, પરાધીન, વહિતરૂં કરનાર, ગુલામગીરીની હાલતેમાં રાખવાથી. અસ્લની હિન્દુસ્થાનની જાહોજલાલી અને મોટાઇ તેમજ પુરૂષોનાં બાહુબળ

અને શૌર્ય, એ બધાં કયારથી નાશ થયાં? જયારથી અહિંના દેશીઓએ સ્ત્રીઓને પોતાની બરોબરીની ગણીને તે મુજબ વર્તવાનું પડતું મુકી તેઓને ઘરનાં એક ઠોબલાં માફક હિણુવા માંડયું ત્યારથી, જયારે એક માતા થનાર મોહરૂંફરને એક માત્ર ઘરની વેઠ કરનારી સ્ત્રી સમાન સ્વીકારવામાં આવે ત્યારે તેવી તેની અંધકાર ભરેલી અભણ જિન્દગીમાં તે મોટાઇ ભર્યા કે હિમ્મતના કે ધાર્મિક કે નીતિમાન વિચારો કયાંથી ઉભા કરી શકે? અને ત્યારે તેણીથી અવતરતાં બાળકો મોટપણે તેણીનાજ જેવાં ગમાર નાહિમ્મત અને કોમનું નામ ડુબાડે તેવાં નિ-

વડે તેમાં કાંઇ નવાઇ છે? જુઓ ફ્રાંસનો દાખલો; તેની પડતી પણ આજ રીતે આવી છે. ત્યાંની સ્ત્રીઓ જ્યારથી સંગીન કેળવણી છોડી દઇ ફેશનના ઠાલી શોખ પુરા પાડવા ખાતર નીતિ ભ્રષ્ટ અને અંકુશ વગરની થઇ ત્યારથી તેઓ પોતાની પડતી લાવી. મહાન યોદ્ધો નેપોલી-યન બોનાપાર્ટ કહી ગયો છે તે ખરૂં છે કે—

"કહે નેપોલીયન દેશને-કરવા આબાદાન,
ઉત્તમ માર્ગ તો એજ છે-કે દો માતાને જ્ઞાન."

માટે સ્ત્રીઓને નીતિદર્શક કેળવણી લેવાની અતિશય જરૂર છે.

આપણે એમ નથી ધારવાનું કે મરદો માફક સ્ત્રી જાતે પુરૂષને છાજતી ધંધાદારી કેળવણી

લઈ તેમનાં મ્હાફક નિર્વાહનો રસ્તો શોધવા બહાર પડવું. ના, નહિં; તેમ કરવાને સ્ત્રીજાતિને ઇશ્વરે નિર્માણ કરી નથી. જેમ પુરૂષ અને સ્ત્રી આ બન્નેની ખુદાઇ ઘરથી સોંપાએલી ફરજો જુદી છે, તેમ કેળવણીના રસ્તા પણ કેવળ જુદા છે. સ્ત્રીએ જે કેળવણી લેવાની છે તે મુખ્ય ધર્મ સંબંધી છે. પોતાના પતિની, એક સાચા સલાહકાર સાથી દાખલ મુઝવણ મટાડી શકે, કે પોતાનાં બાળકોને નીતિમાન આજ્ઞાંકિત અને પ્રતાપી નીવડે એવાં ઉધારી શકે, કે જાહેર મેળાવડામાં પોતાના કેળવાએલા ધણીની બાજુ શોભી રહે તેવી મર્યાદશીલ વાક્ચાતુરીથી સર્વેમાં

વાતો કરી શકે, આટલી હદની કેળવણી લેવી તેણીને ઘટિત છે; પણ જ્યારે તેણી આ કેળવણી લેતી હોય ત્યારે તે સાથે તેણીએ પોતાની મુખ્ય ફરજ અને ખાસ શિક્ષણ લેવું ભુલવું જોઇતું નથી; અને તે ઘર સંસારી કેળવણી છે. એક અક્કલમંદ ઘરધણિયાણી ઉપર આખાં કુટુંબનાં સુખનો આધાર છે, તે માટે તેણીએ આરોગ્યતાના નિયમોને અનુસરી રસોઇ બનાવવાની પૂર્ણ સમજ લેવી ઘટે છે. રાંધણકળાનું શિક્ષણ દરેક સ્ત્રીએ જાણવું અવશ્યનું છે. આપણે વાંચ્યું છે કે આપણાં કૈલાસવાસી મહાન મહારાણી વિકટોર્યા-ધ-ગુડ પોતે

જાતે પકાવવાનું શીખ્યાં હતાં, અને પોતાની બેટીઓને તે શિક્ષણ આપવાની ખાસ સંભાળ લીધી હતી; ત્યારે શું આપણ સર્વે, મધ્યમ કે મોટી સ્થિતિની બાઇઓની ફરજ નથી કે પાક-શાસ્ત્ર જેવો ઉત્તમ હુન્નર ગ્રહણ કરવો? મોટે ઘરની બાનુઓ રાંધણકળાના હુન્નરથી માહીતગાર રહેશે તો પોતાના ઘરમાં નોકરોથી થતા બિગાડ ઉપર અંકુશ મુકી શકશે, અને સ્વચ્છતાનો નિયમોથી કામ કરાવી શકશે; મધ્યમ વર્ગની ઘરધણિયાણીઓ પોતે જાતે એ કામ ઉઠાવી લેશે તો તેઓનું ઘર આબાદ અને કુટુંબ આરોગ્યતાં ભર્યું રહેશે. પાકશાસ્ત્રની

કળવણા જો સંપૂર્ણ રીતે લેવામાં આવે તો તેનાથી કુટુંબની તનદુરસ્તી વધશે, ધણીના પૈસાનો કેટલોક બચાવ થશે અને સારા સ્વચ્છ પુષ્ટીકારક ખોરાકથી નિરોગી દેહ થઇ, ડૉકટર કે દવાનું કામ કદી નહી પડશે. ત્યારે જુવો, પાકશાસ્ત્રનો હુન્નર સ્ત્રી જાત માટે કેટલો ફાયદાકારક છે. હું એમ નથી કહેવા માગતી કે ધણીના પૈસાનો બચાવ કરવા એટલે પેટે પાટા બાંધવા જેટલી દરિદ્રતા વેઠી, ઘરમાં ખાવા પીવામાં દેહને કષ્ટ આપી, પૈસા એકઠા કરવા નહિ; તેમ કરવાથી નાની વયમાં ઘડપણ આવી જાએ છે, દેહ દુખી થાએ છે,

અને કવખતે બાંધો તુટી જઇ અકાળ મરણ પણ નિપજે છે. તેવી સ્રીનો ધણી કદાપી એમ મગરૂરી લેવા નિકળશે કે તેની સ્રી કેવી ઘર સંભાળનારી અને નાણું જાળવનારી છે; પરંતુ લાંબો વિચાર કરી જોવાથી તે જોઇ શકશે કે તે કાર્ય એક શાણી ઠરેલ નહિ પણ અજ્ઞાન સ્ત્રીનું છે; તેવાં કંગાળપણાનું પરીણામ ઘરમાં દવા ડૉકટરનાં બીલના આંકડા વધારનારૂં અને મોતને કુવખતનું તેડું કરનારૂં છે. એનો, આપણી સ્થિતિ પ્રમાણેનો ઘર ખરચ કરવો એમાં ડહાપણ છે. કમાઇ ઉપરાંત ખરચવું એ જેમ ધિક્કારી કહાડવા જેવું છે તેમ છતે પૈસે ખરચની

કંજુસાઇ કરવી એ દોષભર્યું છે. યાદ રાખજો, બેનો, કે તમારી ધણી અને ફરઝંદનાં સુખ અને તનદરૂસ્તીની લગામ તુમારા હાથમાં છે અને પૈસા એકઠા કરવાના લોભી વિચારથી તમે ખાવા પીવાના ખરચમાં અણઘટતા કાપ મુકી તેઓની જુવાનીના બાંધા અને ઉધરતાં શરીરનો નાશ કરશો તો તે માટે તમે જવાબદાર રહેશો; તેમ વળી ગજા ઉપરાંતનો લાલ વાવટો મુકી દેનાર સ્ત્રી, પોતાના અણઘટતા ખરચથી બાપડા ધણીને દેવાળું ફુંકવા કે નાદાર થવાની ફરજ પાડે છે. એવી સ્ત્રી ઘણા ધીટકારને પાત્ર છે. તમારે હાથ, તમારાં કુટુંબની આબરૂ અને

નિરોગી દેહ સોંપાયલી છે, તો ઘણાં ડહાપણથી એક શાણી ઘરધણિયાણી માફક કામ લેવાની તમારી ફરજ છે.

આપણે કેટલાં ઘરોમાં જોઇએ છીએ કે બહારથી શોભા કરી ઘરને, શણગાર આપવામાં કાંઇ કચાસ રાખવામાં આવતી નથી. ઘરની સ્ત્રીઓ બહાર ફરવા હરવા નિકળે છે તો કિંમતી વસ્ત્રાલંકાર સજે છે, મોટાંની મતિથી અમૂલ્ય દાગીના ઘાલે છે, અને સ્થિતિ હોય કે ન હોય તોપણ ગાડી ઘોડે ફરે છે, અને આ સર્વે ખરચોને પહોંચી વાળવા ઘરમાં જોશો તો ખાવા પીવાની વસ્તુઓ ઉપર મોટી કાપકુપ!

જેનાથી તમારી દેહનું બંધારણ, જેનાથી તમારા પતિ અને બાળકોની તનંદરૂસ્તીનું સાધન; જેનાથી વૈદ વૈદું છેટે નહાસે; ટુંકમાં કહીએ તો "એક તનદરૂસ્તી હઝાર નેયામત," તેવી નિરોગી દેહ આપનાર શક્તિવાન સાદો ખોરાક, તેના ઉપરજ કાપ! આજકાલ પાતલાં સુકાયલાં અંગની એક ઉધરતી છોડીને જોઇ, લોકો કહેશે કે તેની ઉપર કેળવણીનો બોજો બહુ હોવો જોઇએ; પરંતુ તેણીના ઘરમાં જોશો તો પુષ્ટીકારક ખોરાકની તંગી હશે, તેની માતા, જેટલી ઘરનાં રાચરચીલાં માટે ખંતીલી, દેખાદેખીના ઠાલા ફેશનેબલ પોષાકની ઉમંગી,

પોતાની પુત્રીઓને, છોકરાઓને લાયક કેળવ-
ણી લેતી જોવાને ઉલ્લટભરેલી હશે તેમાંના પા
અંશે પણ, દેહ ટકાવી રાખી હૃષ્ટ પુષ્ટ કરનાર
ખોરાક પોતાનાં વહાલાંઓને ખવાડવા માટે
તેણી કાળજી બતાવતી હશે નહી. પરીણામમાં
આજના જમાનામાં, યુવાન અવસ્થામાં બાંધો
તુટી જઇ ભવિષ્ય માટે સારી આશા આપનાર
કિમતી આત્માઓ એક અણુસમજુ માતાની
અભણ બેદરકારીથી વિનાશના માર્ગે લાગી
જાય છે. હવે આપણી રાજ્યકરતી કોમના
દાખલા જુવો. એક ઇંગ્રેજ માતા પોતા-
નું મકાન સાદાઇથી શણગારવામાં આનંદ

લેશે, તેણી પોતાના ડ્રોઇંગ રૂમને એક ફરની ચરવાળાની દુકાનજેવા અવતારનો કરી મુકવાની નથી, કે જેમ દેશી ઘરધણિયાણીઓ-માંની ઘણી કરે છે. એક ઇંગ્રેજ માતા પોતાની તરૂણી બેટીઓ સાથે પગે ચાલતી ફરવા જવામાં ખોટું સમજશે નહી. બીજાઓની મતિથી, રેશમી અને મોઘાં વસ્ત્ર પહેરવાની તેણી ઉત્કંઠા રાખશે નહી, કે નહી તેણી ઘરેણાં પાછળ ઠાલી શોખ બતાવશે; છતાં પોતાને અને પોતાનાં વહાલાંઓને અંગે લાગી સદાકાળ નભે એવો ઉત્તમ લાભ કરવાને તેણી ખંતીલી રેહશે, અને તે શક્તિવાન ખોરાક છે. એક

ઇંગ્રેજ ઘરમાં બે કે ત્રણ કલાકે તમે ખાણાની ટેબલ તૈયાર જોશો.' તેઓનાં ઘરનાં બાળકોને તમે તનદુરસ્ત, ખીલતા બાંધાનાં, મજબુત જોશો.' પરીણામે તેમનો વંશ કદાવર અને બળવાન રહ્યો છે, જ્યારે અફસોસ, સારા ખોરાકનો લાભ એક દેશી માતા સમજી શકતી નથી; અને ફોકટના ખરચ પાછળ તણાઇ જઇ, કુટુંબમાં ખોરાકની કરકસર લઇ ચલાવી, દુખી દેહનાં, માંદાં કે ટુંક આયુષ્યનાં બાળકોને જન્મ આપી તેણી કોમને શ્રાપ સમાન થઇ પડે છે!

બાળકોને આજ્ઞાંકિત અને ઈશ્વરનું સ્મરણ કરે એવાં ઉધારવાથી, એક સ્ત્રીની બાળકો પ્રત્યેની ફરજો માંહેલી મોટી ફરજ પુરી થાએ છે; કારણ બાળપણમાં પરમેશ્વર ઉપરની આસ્થા અને માબાપ તરફની તાબેદારી એ કુમળાં મગજ માટે ખાસ શિક્ષણ છે. ખોદાનો ડર રાખી ઉધરતાં બાળકો ખોટું કામ કરવાને કદી લલચાતાં નથી, અને જે પોતાના જન્મ આપનારના અધિકારને તાબે રહેવા શીખે છે તે પોતાના સ્વામીને પણ પોતાના માલીક જેવુ માન આપે છે.

છોકરીઓને કેળવણી આપવાનો આ જમાનો છે એ આપણે માન્ય કરીશું, અને જો કે સ્ત્રી જાતિએ ધંધા ધારણ કરી પુરૂષો માફક વેપાર કરવાને બહાર પડવાની જરૂર નથી, છતાં ન છુટકે તેઓને ગુજરાનનાં સાધન માટે તન કસવું પડે તો થોડીક જાતના હુન્નરો આપણી નાજુક જાતિને બંધ બેસતા થઇ પડે એમ છે. તેમાંનો એક વૈદાંનો અને નર્સીંગનો હુન્નર છે. પૂર્વેના આ મુલકમાં અસલના રિવાજોને ચિવટાઇથી જાળવી રાખનારા મુસલમાન કે હિન્દુઓને ત્યાં હજી પણ "પડદા" ની કઢંગી રૂઢી ચાલુ છે અને ઝનાનામાં પડેલી એવી ઘણી

બાઇઓ પુરૂષ વૈદ્યોની સારવાર કબુલ રાખતી નથી. કેટલીક વાર માત્ર સારી જાતનની ગેરહાજરીને ખાતર, દુઃખ દરદ વેઠી તેઓ ફોકટની મૌતને માર્ગે લાગી જાએ છે; તેવી સ્ત્રીઓ માટે ખાસ કરીને બાનુ ડૉકટરો અને નર્સોની ઘણી અગત્યતા છે. વળી માંદાંની સેવા કરવી એ પુણ્યનું કામ છે, તેથી તે કુદરતની મહાન ફરજ બજાવવા જેવું છે.

માંદાંની માવજત! આહ! સ્ત્રીનાં દિલમાં દયા અને અંતઃકરણમાં માયા સ્ફુરે તેવા આ સખુનો! દુઃખથી તરફડિયાં ખાતા એક દુર્ભાગી દરદીના મગજને શાન્તી આપવાનું અને માયા

મિઠાસથી તેનું દુઃખ ભુલાવવાનું કામ વિચાર કરી જુઓ; બેનો, કે કદી પણ એક કઠણ હૃદયના પુરૂષથી થઇ શકે? ના. તેવાં કામ માટે તો પ્રભુના ઘરથી સ્ત્રીજ માત્ર નિર્માણ થએલી છે, અને ત્યારે, આ જગતના સુખ માટે અયોગ્ય થએલા એક હીણભાગી દરદીને, મીઠા, સારી આશા ભર્યા સખુનો અને માયાળુ પટામણાંથી, તેના જીવને બે ઘડી શાન્તતા આપવી, તેનાં અંતઃકરણના આશિષ લેવા, એ કેવું પ્રભુને પ્રીય કામ છે! દરદથી કંટાળી ગએલા, કઠોર બનેલા, હઠીલા, ચિડિયા સ્વભાવને શાન્ત કરવા માટે, એક સ્ત્રીનીજ નમ્રતા અને સહાની

તેણીની સબુરી અને ધીરજ, કામ લાગશે. માટે નર્સીંગનું કામ શિખવાનું સ્ત્રી જાતે આ દુનિયામાં એક 'ફરજ' સમાન સમજવાનું છે; તેમાં માતાઓએ તો પૃથ્વી ઉપરનાં પહેલાં શિક્ષણ સમાન નર્સીંગને લેખી, તેનું શિક્ષણ લેવાની જરૂરિયાત સમજવી જોઇએ છે.

જુવો, પેલી મહાન પરોપકારી બાનુ, ફ્લોરેન્સ નાઇટીંગેલ. તેણીએ લડાઇમાં ઘાયલ થતા પોતાના બંધુઓની મરતી ઘડી, સુખી અને શાન્ત કરવા પોતાનું તન મન ધન ઘસી કહાડયું; તેણીએ માંદાંની સેવામાં પોતાની જિન્દગી પુરી કરી; અને છેવટ એક એવી જાહેર નામના

સાથ તેણી મરણ પામી કે કેટલીક સંદીઓ સુધી તેણીનું નામ અમર રહી જશે.

સ્ત્રીઓ માટે બીજો ધંધો શિક્ષકનો છે. કન્યાશાળા ભણાવવા માટે પુરૂષ શિક્ષકની નિમણુક કરવી પસંદ કરવા યોગ્ય નથી, કારણ ન્હાની વયની છોકરીંઓને પુરૂષની કઠોરતા અને સખ્તાઇ તળે કેળવણી લેતી મુકવી તેના કરતાં બાળપણથી એક માતા જેવી મમતાળુ, કે વડીલ બેન જેવી પ્રેમાળ મીઠા સ્વભાવની સ્ત્રીને હાથ બાળકોનું શિક્ષણ સોંપાયું હોય તો વધારે સારૂં; મતલબ કે, સખ્તાઇથી ઉધારતાં તેઓની કોમળ બુદ્ધિ 'ને ગુણો જડ બની જાએ છે,

જ્યારે પ્રેમ અને નમ્રતાથી આપેલાં શિક્ષણની અસર તેટલીજ માયાભરેલી અને મીઠી સદાકાળ રહેશે. વળી એક સ્ત્રી શિક્ષક જેવી રીતે ન્હાની કે મોટી બાળકીઓને નીતિની કેળવણી આપી શકે, તેવી રીતે પુરૂષથી થઈ શકે નહી; માટે ઉધરતી બાળાઓની કેળવણી સ્ત્રી જાતના નાજુક હાથોમાં સોંપાએલી હોય તો તેનાં વધારે સારાં ફળ તે શિષ્યો પ્રાપ્ત કરશે. તે માટે, સ્ત્રીઓએ નિશાળમાં બાળકોને પ્રાથમિક કેળવણી આપી શકાય એટલી હદે પોતે કેળવાવું જોઇએ.

સ્ત્રીઓ માટે ત્રીજો હુન્નર તે જાહેર લખાણનાં ખેતરમાં તેજસ્વી કલમથી બોધદાયક પુસ્તકોની વાવણી કરવાનો છે. વિદ્વાનોએ કહ્યું છે તે ખરૂં છે કે, "*Pen is mightier than sword.*" પરંતુ આપણા હાથમાં કલમ આવી અને તેનો ઉપયોગ કરતાં આવડયો તો જાહેરનાં ભલાં માટે, સ્ત્રી જાતિની કેળવણીની ઉન્નતિ માટે અને બીજાં એવાંજ સમાજને બોધદાયક તેમજ લાભકારી થઇ પડે એવાં કાર્યમાં, તે વપરાવી જોઈએ. લખાણો કરીને કમાણી કરવાનો વિચાર રાખવો એ આપણાં પછાત પડેલાં હિન્દુસ્તાનમાં તો મિથ્યા જાણવું; પરંતુ આપણો

ફુરસદનો વખત સારી રીતે પસાર કરવાની સાથે સાથે બીજાંઓ આપણાં જ્ઞાનથી નીતિમાન સારાં લખાણો વાંચવાને શક્તિવાન થાએ એ જનસમૂહનું ભલું કરવા બરાબર છે. તે ઉપરાંત વાજીંત્રનો હુન્નર અને ચિત્રકળા કે ભરત સીવણ કામ તો સ્ત્રીના શણગાર સમાન સમજવાનું છે.

પોતાની કેળવણી લેતી બેટીઓ કે બેનો જેઓ હવે પછી માતાની પવિત્ર પદવી પામશે, તેણીઓ કોણના સંઘાથમાં ફરે છે તે ઉપર માતા પિતાએ કે વડિલ ભાઇઓએ લક્ષ આપવાની જરૂર છે. કારણ "સોબત તેવી

અસર" એ કહેણી ખરી છે. અલબત, એક માબાપનાં બે બચ્ચાંઓમાં પણ એકસરખી પ્રકૃતિ રહેતી નથી, પરંતુ કહેણી છે કે "માટી પ્રથમ એક ધુળનો ઢગ હતો, પણ તેમાં ગુલાબનાં ઝાડ રોપવાથી તે સુગન્ધિદાર પુષ્પો પેદા કરવા લાગી," તેજ પ્રમાણે દરેક માતા પોતાનાં બાળકોમાં બાળપણથી નીતિનું બીજ વાવી ખંત માયા અને મિઠાસનું પાણી ચાલુ પાઇ, કુમળો છોડ પુરતી ધીરજથી ઉછેરશે તો મોટપણે તેણી માટીના ઢગમાંથી વિમળ વાસનાં ફુલ મેળવવા પામશે.

એક બેટીની ફરજો શું છે. તે તેણીને શીખવનાર અને ઉપદેશ આપનાર તેની માતા છે. એક સદ્‌ગુણી સુલક્ષણી બેટી એ માતાપિતાનું આ પૃથ્વિ ઉપર એક ખરૂં સુખ સમજવાનું છે. જેમ એક ભાગ્યશાળી દુનિયામાં પ્રસિધ્ધિ મેળવનાર કુશળ પુત્ર એ તેનાં માતપિતાનાં મન સારી ભુમિનું દ્રવ્ય છે, તેમ એક નીતિમાન, તાબેદાર, ધર્મી, ભાગ્યશાળી પુત્રી એ તેણીને જન્મ આપનારને વૈકુંઠના સુખ જેવી છે. એવી બેટી મેળવવી એ મોટે ભાગે તેણીને જન્મ આપનાર માતાના હાથમાં છે. મુખ્યત્વે કરીને જન્મ પેહલાંની અસરો અને પછીથી બાળપણમાં

મેળવેલી માતાની સારી શીખ અને છેવટ ઉધરતી વચ્ચે સારી સોબત એ ત્રણમાં એક માતા પુરેપુરી ફરઅંદેશી જાળવશે તો તેની પુત્રી સદ્‌ગુણ અને સુલક્ષણમાં પુરી નિવડી માતપિતાનાં હૈયાં હરખાવી તેમની જિન્દગી સફળ કરશે.

એવું કહેવાએલું છે તે ખરૂંજ કહેવાએલું છે કે એક રાજની લગામ ધરાવનાર રાજ્યકર્તા કરતાં ફરઝંદો ઉપર સત્તા ધરાવનાર એક માતાનો પ્રાબલ્ય વધારે છે. તેણી પોતાનાં ઘરમાં એક સત્તાધારી છે પણ તે તેણીની સત્તામાં જોખમદારી કેટલી બધી છે તે તેણીએ બરાબર સમજવું જોઇએ. બાળકો પોતાની

નજર આગળ જે દેખાવે, જે ઉદાહરણો જોશે તેજ ગ્રહણ કરશે, ત્યારે એક માતાએ પોતાની ચાલ નમુનાદાર રાખવી જોઇએ છે. પોતાનાં ફરજંદોને પોતાનાં જેવાંજ ઉધરેલાં જોવાને એક માતાએ કાળજી રાખવી અને બનતાં સુધી તેઓને પોતાનાં પાસાંમાં ઉધારવાં જોઇએ. આરબોમાં કહેતી છે કે એક બાળકને ગુલામના હાથમાં સોંપો અને તમે એકને ઠેકાણે બે ગુલામો મેળવશો. હલકા નોકરોની નીચ સંગત અને અપ્રમાણ લક્ષણોથી બચ્ચાંઓને દૂર રાખવાં ડહાપણ ભર્યું છે. હમણાની કેટલી માતાઓ પોતાના બાળકોને આખો દિવસ આયા નોક-

રોના સહવાસમાં નથી રાખતી ? એની અસર મોટપણે ઘણી ખરાબ થાએ છે. બાળપણની અસર મોટપણે પણ જડ ઘાલી રહે છે, અને તેનાં પરીણામમાં છોકરાંઓ હઠીલાં, અસભ્ય અને અધર્મી સ્વભાવનાં ઉધરે છે, અને એ માટે એકલી એક માતાનેજ જવાબદાર જાણવી.

એક ભલી માતા તે સો સ્કુલ શિક્ષકોની ગરજ સારી શકે છે. તેણીનાં હાવભાંવ, ચાલ-ચલણ, આખા દિવસનું કાર્ય એ સર્વે બાળકોને એક મુગાં પણ જન્મ સુધી નભે તેવાં અમૂલ્ય શિક્ષણ જેવું છે, તો અરે માતાઓ, તમે પોતે

વિશિષ્ટ લક્ષણ ધરાવવાને પોતાથી બનતું કરો. જોવું તે કરવું એ તો બાળકોનો નિયમજ છે ત્યારે જેટલી તમારી રીતભાત નુરમાસ ભરેલી પવિત્ર અને સ્વચ્છ રહેણી કરણી સાથની રાખશો, તેટલી તે તમારા ઉધરતા વંશને હિતકારી થઇ પડશે.

એક ઘરની ધણિયાણી અભણ, એકલપેટી અને આળસુ હશે, અને તેણીના હાથ હેઠળ તેણીના બાળકોની કેળવણી મુકાઇ હશે, તો મોટપણે ગમે એટલો પ્રયત્ન છતાં, તમે તે બચ્ચાંઓને સુધારી શકશો નહી. જે બુરાઇ થઇ ગઇ હશે તે એવી જડ ઘાલીને બેઠી

હશે કે તે દૂર થવી બહુ વિકટ જાણવી. તેવી એક મોહરદાર અને માતાનું મકાન તે ધણી માટે સગવડનું ધામ અને બાળકો માટે સુખનું પાસું થઇ પડવાને બદલે, દરિદ્રતા અને કંગાલિયતનાં ધામ જેવું છે. તેણીથી ધણીનું ઘડપણ દુઃખી અને બાળકોનું બાળપણ શ્રાપિત થઇ પડે, એવાં ઘરમાં વસવા કરતાં ત્યાંથી નહાસવું વધારે ભાવે, અને તેવાં મકાનમાં ઉછરતાં છોકરાંનું જીવતર હમેશાં રદ જાણવું. ત્યારે બેનો! પ્રભુ પાસે અરજ કરો કે તે તમને સુમતિનું દાન દે. જે કુટુંબનો પિતા ચાલચલણમાં ખરાબ હશે પરંતુ તેની સ્ત્રી સમજુ

હશે તો તેવા બાપનાં છોકરાંઓ સારાં ઉધરવાની દરેક આશા રહે છે; પણ જો માતા અભણ અને ગમાર મલી તો પિતા ગમે એવો ભણેલો, પ્રતાપી અને ભલો હોવા છતાં, તેનાં છોકરાં, સોએ પોણોસો દાખલામાં, માતા જેવાં અજ્ઞાન અને જડ બુદ્ધિનાં નિવડશે.

આ બધું આપણને શું શીખવે છે? બેનો! જગતનું ભલું બુરું કાર્ય બધું સ્રીને શિર છે. કેવો જોખમભર્યો છતાં મગરૂરી લેવા લાયક દરજ્જો!

આપણે કોઇ પણ વખત કોઇ "મહાન બાનુ" નાં પરાક્રમો વાંચતાં નથી કે સાંભળતાં નથી,

પરંતુ "ભલી બાનુઓ" ની ખુબીઓ માટે ઘણીવાર સાંભળીયે છીએ; તેજ બતાવી આપે છે કે ઇશ્વરે સ્ત્રીજાતને "મહાન" થવા માટે નહિ પણ "ભલી" થવા માટે સરજેલી છે. તેણીથી કાંઇ પણ જગપ્રસિદ્ધ કામ કે અદભુત શોધ કે એવીજ કાંઇ કળા કૌશલ્યની વક્કી રાખવામાં આવતી નથી, પરંતુ તેવું બધું બજાવી શકે એવા મહાન નરો પેદા કરવા માટે તેણી જન્મેલી છે.

સ્ત્રી જાતનો મરતબો દરેક કોમે એક-સરખી રીતે સાચવવો જોઇએ. જે જાતમાં સ્ત્રીના નામને માન અને મોટાઇ છે તે જાતમાં

વિરલા નરો પેદા થઇ જંગપ્રસિદ્ધ નામના મેળવી શકે છે. જ્યાંની સ્ત્રીઓ હિણાંએલી અને ઉતરતી પંક્તિએ ગણાશે ત્યાંની પ્રજા અભણ અને મૂર્ખ નિવડશે. આપણા કેટલાક ઉછાં-છળાં મગજના લોકો દેશ ભક્તિનાં ખાલી ખોટાં ધુમરાણ ઉઠાવે છે, પણ જ્યાં જન્મ આપનાર માતાને એક પૂજ્ય અવતાર જેટલું માન નહી ત્યાં માતૃભૂમી તરફની પ્રીતિ બતાવવા નિક-ળવું એ ફોકટ ધુમરાણ નહી તો શું ? તેવા-ઓએ સમજવું જરૂરનું છે કે ન્યાયી અને પ્રતાપી બ્રિટિશ રાજ્યમાં. જ્યાં વાઘ અને બકરી એકજઆરે પાણી પી શકે છે; ત્યાં તેની

ન્યાયી હુકુમત હેઠળ, જેટલાં આપણે કેળવણી અને સુધારા વધારામાં આગળ વધ્યાં છીએ, તેટલાં, સદીઓ સુધીની હિન્દુસ્થાનની દેશી સત્તા વખતે, આપણે અજ્ઞાનતાના અંધકારમાં પછાત પડેલાં હતાં. દયાળુ માતપિતા જેવી આપણી નામદાર સરકાર જ્યારે ઉદાર વૃત્તિથી આપણા પછાત પડેલા દેશી વર્ગો માટે કેળવણી-નાં ખેતરો ખોલે છે, ત્યારે તેવી કેળવણીના પ્રતાપે આપણે અંધકારમાંથી અંજવાળાંમાં આવવા પામ્યાં છીએ. આપણે જાણીએ છીએ કે આ જમાનામાં કેળવણીજ આપણી જિન્દગીનું સાર્થક છે, તો ભાઇઓ, તમારી બેટીઓ, બેનો,

સ્ત્રીઓ અને માતાઓને કેળવણી લેતાં કરો. વળી ઇંગ્રેજ રાજ્યની આપણ દેશીઓ પ્રત્યેની આવી મોટી નવાજેશના બદલામાં ઇંગ્રેજ રાજ્ય તરફ ખરાં દિલની વફાદારી બતાવવાનો આપણો મુખ્ય ધર્મ ભુલવો જોઇતો નથી. માટે બંધુઓ! દેશને આબાદ કરવો હોય તો સ્ત્રીઓને નીતિમાન કેળવણી આપો; તેમનું ચાલચલણ ઉંચે ચઢાવો તો દેશ પ્રતિષ્ઠા પામશે, તેમને યોગ્ય માન આપો અને તેઓ દેશ દિપાવે એવાં પુત્રો પેદા કરશે. આટલી બધી સ્ત્રી જાતની શક્તિ ઇશ્વરે નિર્માણ કરી છે, તો દરેક સ્ત્રીએ પોતે આ જગતની ઉન્નતિ માટે એક

સારો ફાળો આપવાની પોતાની ફરજમાં પછાત પડવું જોઇતું નથી.

જ્યાં સુધી સ્ત્રીની આવી સત્તા દેશના લોકો કબુલ રાખશે નહી, ત્યાં સુધી તે દેશની ચઢતી આબાદી થવી મુશ્કેલ છે. જુવો, આ ૧૯૧૨ નાં આફતભર્યાં સાલમાં ગંજાવર ટાઇટેનિકનો નાશ, અને તે વખતે પોતાના અમૂલ્ય જીવોની પરવા વગર શૂરવીર પુરૂષોએ કોમળ નારીજાતિ તરફ ચલાવેલી વખાણ પાત્ર ચાલ, અને તેઓને બચાવવા પોતે કરેલા પ્રાણ ત્યાગ! કેવા ખરેખરા શૂરવીર નરો! પુરૂષોએ પોતાનો પ્રાણ અર્પણ કરી અબળાઓને બચાવી એ માત્ર પ્રતાપી ઇંગ્રેજ

લોહીનો કેવો સાક્ષાત પુરાવો!, કઇ બીજી જાતના નરોએ આ પ્રમાણે સ્ત્રીનો ફરજીઆત ચઢિયાતો ગણી પોતાની જિન્દગીના જોખમે સ્ત્રી જાતને બચાવી લીધી હોત ? જો કે આ મહા ભયંકર અકસ્માત વેળાએ "Women first" ના કાયદાથી કામ લેવામાં આવ્યું તેના પક્ષમાં હું નથી. પોતાના શિરછત્ર ધણી વગરની નિરાધાર વિધવાઓ બાપડી બચીં જઇ શું સુખી થઇ હશે! પરંતુ તે વાદવિવાદમાં ઉતરવાનું હાલમાં કામ નથી. મારે જે આપણા દેશીઓને બતાવી આપવું છે તે એજ કે દેશની ઉન્નતિ આવા વિરલાઓથી થાએ છે, નહિ કે

સ્ત્રીઓને પોતાના પગની રજ બરાબર ગણનારા અભણ પુરૂષોથી.

પુરૂષના સુખની લગામ હાથમાં ધરી બેઠેલી, બાળકોની ભવિષ્યની જિન્દગીનું સુકાન ધરાવનાર એક સ્ત્રી કે માતાની ફરજો, આ પૃથ્વિ ઉપર કાંઇ થોડી નથી. તેણીની ફરજોમાંની ધર્મ તરફની આસ્થા, પતિ તરફની તાબેદારી, બાળકો તરફની પ્રીતિ અને તેમને ન્હાનાંથી મોટાં પોતાને હાથે કરવાની જવાબદારી એ મુખ્ય છે.

ધર્મ તરફની આસ્થાથી તેણી, પરમેશ્વરની પ્યારી બની, આ જન્મમાં તેમજ બીજી અવનિમાં

પોતા માટે સદાકાળ નભે એવું દ્રવ્ય ભેગું કરે છે. બીજાને પોતાથી ચડિયાતું જોઇ મન બાળવું કે મોતા ઉપર પરમેશ્વરની ઓછી પ્રીતિ છે એમ મનમાં ધારી લઇ પ્રભુનું સ્મરણ કરવાથી પછાત પડવું એ ઓછી સમજની સ્ત્રીઓનું કામ છે. બેનો! જે દુઃખ પૂર્વના સંસ્કારના પ્રભાવે તમારા ઉપર આવી પડયું હોય તે શાન્ત મનથી સહન કરી લીધું, તો પછી દીર્ઘકાળ પર્યંત સુખનોજ સમય છે. સંસારનો સાર એજ છે કે પૂર્વના સંસ્કારથી વિપત્તિ આવી પડે તે ઘરની ધણિયાણીએ મુંગે મોઢે અને સબુરીથી વેઠીને પોતા આસપાસનાંઓને પોતાની

સહનશીળતાથી આનંદ આપવો, તો પછી સદા સુખજ છે. તે વખતે દુઃખથી કે હાડમારી-થી અધીરાં બની કલપાંત કરી મુકી પોતાને તેમજ આખાં કુટુંબને સંતાપ સમાન થઇ પડવા કરતાં, મન મોટું રાખી વિચારવું, કે આ ગયા ભવના કૃત્યનાં ફળ છે, તો તે સહન કરવા સિવાય છુટકોજ નથી. આપણે પેટ પુરતું અનાજ મેળવવા માટે ખેતરોને વાવી તન મન તોડી તેની પાછળ મથીએ તોજ આપણે મુઠી અન્ન મેળવી શકીએ છીએ, તો પછી ગયા ભ-વમાં કાંઇ વિશિષ્ટ વાવેતર આપણે કર્યું ના હોય, અને થુવેર રોપ્યાં હશે તો આ ભવમાં

તેના બદલામાં કાંટાજ મળે તો! માટે પ્રભુની ઇચ્છા આગળ માથું. ઉચકવું નહિ, પણ તરત શિર નમાવી દેવું. તેમ વળી જેઓ સુખ સં-પતિમાં મહાલતાં હશે તેઓએ મગજમાં અહં કાર લાવવો નહિ અને ઇશ્વરની યાદ કમતી કરવી નહિ, કારણ તેવાં અભિમાનનાં ફળ બુરાં હોએ છે. વૃક્ષને વળગેલું ફળ પાકી જતાં મસ્ત બની તે પોતાના પાલનહાર અને જન્મ આપ-નાર વૃક્ષને છોડી ભુમીને ભેટવા જાએ છે, તો આ તેના અપકારનું પરીણામ તે તરતજ ચાખે છે. રસ્તે પસાર થતા વટેમાર્ગુના પગે કચડા-ઇને તે નાશ પામે છે, કે કીડાથી ખવાઇને રદ

થાય છે; તેજ પ્રમાણે સુખથી ફાટી જઇ આ જુઠી જગની માયાનો મોહ કરનાર અભિમાની, એવુંજ ફળ પામે છે. પ્રત્યેક કાર્યમાં તમે ત્રિભુવનનાથનું નામ હોઠ ઉપર રમતું રાખવાથી જોશો, કે તમારાં કાર્યમાં તમો વિજયી થશો. શાસ્ત્રમાં લખાયું છે કે પ્રાચીનકાળમાં મહાન ઋષિઓ ભગવાનનાં ચરણકમળ વર્ષો સુધી સેવતા અને દિવસો કે વર્ષો સુધી ઇશ્વર સ્તવનમાં એટલા પ્રવૃત્ત રહેતા કે ખાવું પીવું પણ તજી દેતા; તેવા પ્રતાપી નરો પણ લેશ અહંકાર મનમાં આવવા દેતા, કે હમારાથી જગતનું ભલું થાય છે, તો તેટલું અભિમાન પણ પ્રભુને

ગમ્યુ'નથી, ત્યારે આપણુ માનવ જાત તો ડગલે અને પગલે તે પેદા કરનારને આભારી છીએ, જેથી આપણો લેશ માત્ર અહં'કાર, ભગવાનની નજરમાં મહા પાપ ઠરે છે.

શરીર શોભી રહે તેવાં ઘરેણાં કે શરીર સુ'દર દીસે, એટલા માટે ખુબસુરતીનાં ફોર્કટ ફાંફાં એવી એવી સ'સારી લાલચો માટે કેટલીક-વાર ઘણીએક નાદાન સ્ત્રીઓ, અનેક જાતના શ્રમ ઉઠાવે છે, તો તે દાતા, જેની પ્રશ'સા દરેક ધર્મના પુસ્તકોમાં કોટિ ભાષામાં લખાઇ છે, તેને ઓળખવા, અને તેની પ્રીતમાં આવવા શા માટે આપણે શ્રમ ન ઉઠાવવો! દરેક

સ્ત્રીની મુખ્ય ફરજ છે કે ભગવાનને ભજી, સુનીતિ અને સુમતિનું દાન માગે, અને તે જો મળ્યું તો, સ્ત્રીનું જીવન જગમાં સફલ સમજવું.

સ્ત્રીજાતિની બીજી ફરજ પતિ તરફની તાબે-દારી છે. બેનો! સંસારી થયાં અને ધણીને ઘર ગયાં તો હરેક વાતનું સુખ છે એમ માનવું મિથ્યા છે. પરણવું એ સુખી થવા માટેજ છે એમ માનવું એ અલ્પમતિ સ્ત્રીઓનું કામ છે. સંસારમાં અનેક રીતની વ્યાધિઓ છે. સંસાર દારૂણ દુઃખપ્રદ છે, પરંતુ તેની નાવડી સ્ત્રીને હાથ સોંપાએલી છે, અને જે સ્ત્રી સંસારની બધી

આફત અને હાડમારીમાંથી, શાન્ત મનથી પોતાની નાવડીને તરાવી, તુફાની દરિયામાંથી સલામત પેલે પાર લઇ આવશે તો ઇશ્વરને પ્રિય રહેશે. તેમ કરવા માટે પહેલાં તો તે સ્ત્રીએ પોતાના ધણીને, પોતાના જીવનહાર, પોતાના માલીક-સરદાર જેવો ધારવાનો છે. જે સ્ત્રીની બાજુમાં એક ભલો હેતાળ ધણી છે, તેણીને સંતાપવાની કોણની સત્તા છે? સંસાર-જળે ભર્યો સાગર ભલે સર્વત્ર થઇ જાય, પણ જેને સ્વામીની સહાયતા છે તેને તે તરવામાં શું ત્રાસ રેહશે? સ્ત્રી અને પુરૂષ ભેગાં રહે તેજ સંસાર સુખનું સ્થાન છે. જે કોઇ મતિહીન સ્ત્રી

પોતાના ધણીને બચ્ચાંની ભેટ કરવાથી પોતે પોતાની ફરજ પૂર્ણ કરી રહી હોય એમ સમજી ધણી ઉપર અધિકાર ચલાવવા બેસે છે, અને સંસારમાં બધું સુખજ મહાલવા માંગે છે, તેણીએ જાણવું જોઇએ કે હવે તો તેની ફરજો અને ઉઠવેઠ ઉલટી વધી છે, અને પોતાના સ્વામી ઉપરાંત બાળકોનાં સુખની પણ તેણી જવાબદાર બની છે. જે સ્ત્રીના પાયામાં પવિત્રાઇ અને પુણ્યની પુરણી થએલી હોય તેણીનું સર્વોપરીપણું કબુલવાંને કયો ભરથાર ના પાડશે! પણ અવિચારી અને નાદાન બાયડીઓને મોઢે લગાડી, માથે ચઢાવવાથી, ઉલટું તેવી

સ્ત્રીઓથી સંસાર નાશ પામવાનો સંભવ રહે છે. પ્રથમ, પુરૂષે સ્વર્ગનો આભાસ કરાવે એવી કાંઇ દેદીપ્યમાન ચીજની પ્રભુને વિનંતિ કીધી તો પ્રભુએ એક સુંદર કાન્તિની સ્ત્રીને અવતાર આપ્યો, જેણીથી ઇશ્વરની પ્રતાપી વસ્તુઓનું સ્મરણ રહે. પણ અરે, હવે કયાં છે તારામાં તે સદગુણી મિઠાસ! તારાં પગલાં જયાં પડતાં હતાં ત્યાં પરોપકાર અને પ્રેમનાં પુષ્પની વૃષ્ટિ વરસી રહેતી! હવે તો જયાં તું, ત્યાં પીડાના પથ્થર પાંણકા જોઇ લેવા! એક વખત એવો હતો કે જયારે તારૂં નામ, સતી સીતા કે સુલોચના કે દ્રોપદી કે તારામતી જેવી

પંકાયલી સતીઓની સાથમાં માનથી લેવામાં આવતું. હવે તારામાંથી તે બધા ગુણોનો કેમ વિનાશ થયો છે? તેનાં મુખ્ય કારણો આ છે. સ્ત્રીજાતિનો મોટો ભાગ હજી અજ્ઞાનતાના અંધકારમાં આથડિયાં ખાએ છે; જ્યારે બીજા હાથ ઉપર ઘણીક કેળવાએલીમાં ખપતી સ્ત્રીઓની પોતાની અધુરી કેળવણીનાં આ ફળ છે. આ 'દેખાદેખી અને ખાલી ફેશનની ફિશિયારીનું' પરિણામ છે, એ સુધારાને નામે ચાલી રહેલા કુધારાને ગ્રહણ કરવાનાં માઠાં ફળ છે. પોતાના શિરછત્ર જેવો એક પ્રેમાળ ધણી અને તાબેદાર શાણાં બાળકો એ કોઈ દ્રવ્યનું સુખ છે, એમ

સમજનાર સ્ત્રીઓ હવે થોડી રહી છે; પણ બેનો, યાદ રાખજો કે તેવીજ સ્ત્રીઓ સંસારમાં સ્વર્ગનું સુખ ચાખે છે.

બેનો! પૈસાની એકથી અનેક પીડા છે; માન અને મહિમામાં પણ મહોત્સવ નથી. મોજ-મજાહનો પણ છેડો આવેલો જોવા કેટલીકવાર ભાવે છે; આમ, કોઇ પણ વૈભવમાં સુખ નથી; પરંતુ સાચી અને તાબેદાર સન્નારીનો સંસાર એજ માત્ર સુખપ્રદ છે. રેહવાને હવેલી કે મેહુલમાળિયાં અને પહેરવાને હીરા મોતી ને ઉત્તમ વસ્ત્ર મળ્યાં, તેથી જિન્દગીનું સાર્થક થયું એમ સમજવું એ મતિહીન સ્ત્રીઓનું

કામ છે. પ્રેમ અને જવાહીરને સંબંધ શો ? ગરીબાઇમાં સ્ત્રીને પોતાના સંસારની ફરજો શાન્તિથી બજાવતી જોવાનું ઇશ્વરને વધુ આનંદદાયક લાગે છે, કારણ ત્યારેજ તેણીની પુરેપુરી કસોટી થાય છે. માટે બેનો, તમારી સ્થિતિમાં સંતોષનો મોટો ગુણ પ્રાપ્ત કરી નિર્ધનતામાં પણ આનંદ માનવા શીખો જેથી તમો પોતાને તેમજ તમારી આસપાસનાઓને સુખ કરનારા થઇ પડશો.

સ્ત્રીની ખાસ ફરજ તે તેણીનાં બાળકો પ્રત્યેની છે. એક બાળકને જન્મ આપવા પેહલાં એક માતા તેને કેળવણી આપવાની શરૂઆત કરે છે,

એટલે જન્મ પેહલાં જેવા વિચારો તેણીમાં ઉત્પન્ન થશે, તેવી અસરો સાથે તેણીનું બાળક અવતરશે, માટે દરેક સ્ત્રીની ફરજ છે કે પોતાનાં ફરઝંદને પ્રતાપી અને બુધ્ધિશાળિ ઉધારવા માટે નિત્ય, સારાં બોધદાયક પુસ્તકો તેમજ મહાન પ્રતાપી નરોની જિન્દગીનાં વૃતાંતો તેણીએ વાંચતાં રહેવું.

ફ્રાન્સના શેહેનશાહ નૅપોલીયન બૅાનાપાર્ટની માતા, માત્ર એક સોલજરની પત્ની હતી, પરંતુ જયારે તેણી પોતાના સ્વામીને લશ્કરમાં કવાયદ કરતો જોતી ત્યારે આ હિમ્મતવાન બાનુમાં કાંઇ એવું શૌર્ય ઉભરાઇ આવતું કે જો

તેણીને એક મોટી સેના સોંપાઇ હોય તો શત્રુઓ સાંમે લડાઇમાં ઉતરી આખું શહેર જીતી લે. આ તેણી એટલું તો મજબુતીથી મનમાં ધારતી કે તેની અસર તેનાં ત્યાર પછીથી અવતરેલાં બાળકમાં ઉતરી, અને તે બચ્ચું તે કોઇજ નહી પણ સિપાહ ઉપરથી શેહેનશાહ થએલો શૂરવીર યોદ્ધો નૅપોલીયન બૉનાપાર્ટ હતો. ધન્ય છે એ માતાને કે તે પોતાના ઉચ્ચ વિચારથી ઇતિહાસમાં અમર નામના મેળવી ગએલો વિરલો બેટો પેદા કરવા પામી.

મહાન બૉટેનિસ્ટ મૉ૦ રૂઝો બાટે પણ એવું કહેવાય છે કે તેની માતા તરફથી જન્મ

પેહલાં વનસ્પતિ વિદ્યા અને સંગીતના હુન્નરનો અમૂલ્ય વારસો તેણે મેળવ્યો હતો. તેની માતા એક દિવસ લગીર ઝડપમાં એક ટેકરી ઉતરી જતી હતી તેટલામાં તેણીના પગ તળે એક નાજુક કુમળો છોડ ચંપાઇ ગયો. સ્ત્રી જાતિનો દયાનો કુદરતી ઝરો તેણીનાં દિલમાં તુરતજ સ્ફુર્યા અને વાંકી વળી તેણીએ તે અર્ધું મુવેલા છોડને સંભાળથી ઉખેડી કહાડી, પોતાના હાથમાં લીધો. તે ન્હાના છોડવાને નવું જિવતદાન કેમ બક્ષવું તેઆ વિચારમાં તેણી ઘરે ગઇ અને બહુજ જતનથી એક બિલોરના પ્યાલામાં તેણીએ તે છોડને તાજી માટી સાથે

મુકયો. દરસવારે આતુરતાથી તેણી તે છોડને જોયાં કરતી, અંતે તેણીની ખંત અને ધીરજનું ધન મળ્યું. એક સવારે તેણીએ તેના ઉપર તાજાં લીલાં પાંદડાં ફુટતાં જોયાં, એટલે તેણીએ હર્ષ સાથ માની લીધું કે તે કુમળું ઝાડ બચ્યું. ત્યારપછી તે કઇ જાતનું ઝાડ હતું તેની શોધ ખાતર તેવાજ બીજા છોડોની શોધમાં દિવસનો ઘણો વખત તેણી પસાર કરવા લાગી. પરિણામે તેને ત્યાં ત્યારબાદ અવતરેલો પુત્ર, વનસ્પતિ વિદ્યામાં પ્રવિણ નિવડયો અને તે ફ્રાંસના ઇતિહાસમાં નામના મેળવી ગએલો જગજાહેર મૉ૦ રૂઑ હતો.

અને ત્યારે શું આવો તે ચંચળ બાનુઓ, જેણીઓ પોતાના ઉત્તમ વિચારો અને પ્રબળ મનથી આવા વિરલા બેટાઓ પેદા કરી શકી છે, તેઓને પગલે ચાલવાનો દરેક નારીનો ધર્મ નથી? પોતાનાં વંશનાં ભલાં માટે દરેક માતાએ દુનિયામાં પ્રસિધ્ધ થાએ એવાં ફરઝંદો પેદા કરવાં જોઇએ છે. વળી ખરાં તનમનથી આપણુ બાળકોની બાળપણુથી બધી ઉઠવેઠ કરવાથી પગારદાર આયાઓ ઉપર ઉધરતાં છોકરાંઓ કરતાં માતાની સંભાળ હેઠળ રહેતાં બચ્ચાંઓ હૃષ્ટ પુષ્ટ તેમજ નીતિ અને સદગુણુનો બોધ લઇને ઉછરે છે. આપણાં ફરઝંદો મોટાં થઇ આપણુને

આશીર્વાદ આપે તે ખોદાઇ આશીર્વાદ જેવા કમતી છે. બેનો! તમે ઇશ્વર તેમજ પતિ અને બાળકો પ્રત્યેની તમારી આ મોટી અને મુખ્ય ફરજો બજાવો અને તમારી જિન્દગીનું સાફલ્ય થએલું સમજજો.

